# ચારિત્ર્યની સભ્યતા

[ પ્રો. પૂરણના એક જૂના લેખને આધારે ]

# ચારિત્ર્યની સભ્યતા

[ પ્રો૦ ગેગણના એક જૂના લેખને આધારે ]

વિદ્યા, કળા, કવિતા, સાહિત્ય, ધન અને રાજત્વથી પણ ચારિત્ર્યની સભ્યતા અધિક જ્યોતિષ્મતી છે. ચારિત્ર્યની સભ્યતા પોતાનામાં વિકસાવીને એક કંગાલ મનુષ્ય રાજાઓનાં હૃદયપર પણ પોતાની સત્તા ચલાવવાને શક્તિમાન થાય છે. ચારિત્ર્યની સભ્યતાના આગમનથી સાહિત્ય અને

સંગીત સોળે કળાએ ખીલી ઉઠી અદ્ભુત આકર્ષણથી દૈવી બને છે; રાગ અધિક મૃદુ થઈ જાય છે; વિદ્યાનું ત્રીજું શિવ-નેત્ર ખુલી જાય છે; ચિત્રકળાનો મૌન રાગ આલાપવા મંડી જાય છે; વક્તા ચુપ થઈ જાય છે; લેખકની લેખિની અટકી જાય છે; શિલ્પકારની દૃષ્ટિ સન્મુખ નૂતન કપોલ, નૂતન નેત્ર અને નવી જ છબીનું દૃશ્ય ખડું થાય છે.

ચારિત્ર્યની સભ્યતામય ભાષા સદા મૌન રહે છે. એ ભાષાનો નિઘણ્ટુ શુદ્ધ કોરાં પાનાંનો બનેલો છે. એમાં નામ ઉચ્ચારવાને સુદ્ધાં શબ્દ નથી. આ સદાચરણ નાદ કરવા છતાં મૌન છે; વ્યાખ્યાન આપવા છતાં વ્યાખ્યાનની પાછળ છુપાએલું છે; રાગ આલાપવા છતાં રાગના સૂરની અંદર ડૂબેલું છે. મૃદુ વચનોની મીઠાશમાં ચારિત્ર્યની સભ્યતા મૌન રૂપે પ્રકટી રહી છે. નમ્રતા, દયા, પ્રેમ અને ઉદારતા બધાંયે સદાચરણની ભાષાનાં મૌન વ્યાખ્યાન છે. મનુષ્યના જીવનપર એ મૌન વ્યાખ્યાનોની અસર ચિરસ્થાયી બની રહે છે અને ધીમે ધીમે એના આત્માનું એક અંગ બની જાય છે.

૨

**ન** કાળો, ન લીલો, ન પીળો, ન ધોળો.
ન ઉગમણો, ન આથમણો, ન ઉત્તરાભિમુખ,
ન દક્ષિણાભિમુખ—બેનામ, બેનિશાન, બેમકાન—

એવા વિશાળ આત્માના ચારિત્ર્યથી મોન્તરૂપિણી સુગંધી અહર્નિશ વહતી રહે છે. એના મૌનથી જન્મ પામનાર પ્રેમ અને પવિત્રતા અખિલ જગનું કલ્યાણ કરીને વિસ્તરે છે. એના દર્શનથી હૃદય-મનની ઋતુઓ બદલાઈ જાય છે. તીવ્ર તાપથી બળ્યાંઝળ્યાં હૃદય આ ચારિત્ર્યમેઘની વાદળીઓના આવકારભર્યા છંટકાવથી શીતળ થઈ જાય છે. માનસિક શરદૃઋતુના ક્લેશથી કરમાતા લોકો ચારિત્ર્યની સુગંધભરી વસંતઋતુની સુખમય લહરીઓથી પુનઃ સજીવન થાય છે. ચારિત્ર્યની આંખના એક અશ્રુથી સમસ્ત સંસારનાં નેત્રો આંસુએ ઉભરાય છે. ચારિત્ર્યના આહ્લાદથી વૃક્ષો અને પર્વતોનાં પણ હૃદય હર્ષઘેલાં બનીને નૃત્ય કરવા લાગે છે. ચારિત્ર્યના મૌન વ્યાખ્યાનથી મનુષ્યને એક નવુંજ જીવન પ્રાપ્ત થાય છે. નવા નવા વિચાર એની મેળે ઉદય પામવા લાગે છે. સૂકાં કાષ્ઠ ખરેખર નવપલ્લવ થઇ જાય છે. ઠાલા કૂવામાં નીર ભરાઈ આવે છે. સૃષ્ટિને નિરખવાનાં નવાં નેત્ર મળે છે. પદાર્થમાત્રની સાથે એક

અવનવા જ મૈત્રીભાવનો અનુભવ થવા લાગે છે. સૂર્ય, નક્ષત્ર, જલ, વાયુ, પથ્થર, ઘાસ, પત્રપુષ્પ, નરનારી અને બાળકમાં પણ કોઇ નવી જ અશ્રુતપૂર્વ સુંદર મૂર્તિનાં દર્શન થવા લાગે છે.

મૌનરૂપી વ્યાખ્યાનની મહત્તા એટલી બલવતી, એટલી અર્થવતી અને એટલી તો પ્રભાવતી હોય છે કે એની સામે માતૃભાષા શું, સાહિત્યભાષા શું, કે અન્ય દેશની ભાષા શું,—એકેએક તુચ્છ લાગે છે. અન્ય કોઈ ભાષા દિવ્ય નથી, કેવળ ચારિત્ર્યની મૌન ભાષા જ ઈશ્વરી છે. જરા વિચાર કરી જુઓ, ચારિત્ર્યનું મૌન વ્યાખ્યાન કેવા અલૌકિક પ્રભાવથી ત્હમારા હૃદયના પ્રત્યેક સૂત્રમાં સુંદરતા પરોવી દે છે! અરે, એને વ્યાખ્યાન જ કોણ કહે, જે હૃદયની ધુનને–મનના લક્ષ્યને–જ સમુળગું ન બદલી નાંખે? ચંદ્રના મંદમંદ હાસ્યનો–તારાગણના કટાક્ષપૂર્ણ પ્રાકૃતિક મૌન વ્યાખ્યાનનો–પ્રભાવ એકાદા કવિના હૃદયમાં ડોકિયું કરીને જોઈ જુઓ. સૂર્યાસ્ત થયા પછી

બ્રહ્માનંદ કેશવચંદ્ર સેન કિંવા મહર્ષિ દેવેન્દ્રનાથ ઠાકુર ઘણીવાર આખી રાત્રિ એક ક્ષણની માફક ગુજારી દેતા એ તો હજુ કાલની વાત છે. એકાદ કમળ કે પોયણામાં નયન દેખનાર નેત્રોને પૂછી જુઓ કે મૌન વ્યાખ્યાનની પ્રભુતા કેટલી દિવ્ય છે.

૩

પ્રેમની ભાષા શબ્દહીન છે. નેત્રોની, કપોલની,
ની ભાષા પણ શબ્દહીન છે. જીવનનું તત્ત્વ
શબ્દની પેલીમેર છે. યથાર્થ ચારિત્ર્યનું—
વશીલ અને સ્થાયિત્વયુક્ત ચારિત્ર્યનું—ગહન
કૃત્યનાં લાંબાં લાંબાં વ્યાખ્યાનોથી, વેદથી,
ઓના સુંદર ઉપદેશોથી, બાઇબલથી, કુરાનથી,
ચર્ચાથી કિંવા કેવળ સત્સંગથી પણ થઇ શકતું
. જીવનના અસીમ અરણ્યમાં વીરની પેઠે ઘૂમનાર
ના હૃદય ઉપર પ્રકૃતિ અને મનુષ્યના જીવનનાં
. વ્યાખ્યાનોના યત્નથી સોનીની હથોડીથી પડતા

ઝીણુ ઝીણુ ટોચાની પેઠે અનુભવના ટોચા પડીને જ ચારિત્ર્યનું રૂપ ઘડાય છે.

શુભ્ર સ્ફટિકનો ચકચકતો દુપટ્ટો બાંધી ઉભેલો નગરાજ હિમાલય આજ તો અતિ સુંદર, અતિ ઉંચો અને અતિ ગૌરવાન્વિત દેખાય છે. પણ રેતીનો એક એક કણ સમુદ્રના જળમાં ડુબાવી ડુબાવીને પોતાના અનેકવિધ વિચિત્ર હથોડાઓથી સોહામણું બનાવી બનાવીને આ હિમાલયનાં દુનિયાને દર્શન કરાવવામાં પ્રકૃતિએ અથાગ પરિશ્રમની અગણિત શતાબ્દિઓ ખોઈ છે! ચારિત્ર્ય પણ હિમાલયના જેવું એક ઉંચા કળશવાળું મંદિર છે. એ પેલું આંબાનું ઝાડ નથી કે જે ત્હમારી આંખમાં ધૂળ ફેંકીને મદારી એક ક્ષણમાં ઉભું કરી બતાવે છે. એને બનતાં તો અનંત યુગ વીત્યા છે. પૃથ્વી બની ગઈ; સૂર્ય બની ગયો; તારાગણ આકાશમાં દોડવા લાગ્યાં; પરંતુ હજુ ચારિત્ર્યના સુંદર રૂપનાં પૂર્ણ દર્શન જગતને થયાં નથી. અલબત્ત, ક્યાંક ક્યાંક એની અતિઅલ્પ છટાની ઝાંખી અવશ્ય થાય છે.

૧૧૮૯૬

૪

પુસ્તકોનાં શબ્દપાંડિત્યોથી તો એથી પણ વધારે બદહજમી થઇ જાય છે. ચારે વેદ અને બધાંયે શાસ્ત્ર જોઇએ તો ઘોળીને પી જાઓ, પણ આદર્શ ચારિત્ર્યની પ્રાપ્તિ થશે નહિ. ચારિત્ર્ય–પ્રાપ્તિના

પિપાસુને તર્કવિર્તકથી કશી સહાય મળી શકતી નથી. શબ્દ અને વાણી તો છીછરા પાણીનાં—સાધારણ જીવનનાં—નખરાં છે. ચારિત્ર્યની ઊંડી ગુહામાં એમનો પ્રવેશ થઈ શકતો નથી. ત્યાં એમનું કશુંએ તેજ પડતું નથી. વેદ હિંદુઓને મન બ્રહ્મવાણી છે; પણ આટઆટલા કાળ વહી ગયા છતાં હજુ તેઓ કુલ દુનિયાની ભિન્ન ભિન્ન જાતિઓને સંસ્કૃત ભાષા ન બોલાવી શક્યા, ન સમજાવી શક્યા, ન શીખવી શક્યા! અરે, એમ થાય જ શી રીતે? ઈશ્વર તો સદા મૌન છે. ઈશ્વરી મૌન શબ્દ કે ભાષાનો વિષય જ નથી. એ તો કેવળ ચારિત્ર્યના કાનમાં પોતાનો ગુરુમંત્ર મૂકી શકે છે; એ તો કેવળ ઋષિના જ હૃદયમાં વેદજ્ઞાનનો ઉદય કરી શકે છે.

મંદમંદ વાતા શીતળ સુખકર વાયુની એકાદ લહરીથી કોઈના જીવનમાં પરિવર્તન થઈ જાય તો થઇ જાય—કોઇનું ચારિત્ર્ય બદલાઈ જાય તો બદલાઇ જાય—પરંતુ સાહિત્ય અને શબ્દની ગોલંદાજીથી તો—પછી

એ યૂરોપી યુદ્ધમાં જર્મનોએ કરેલી ગોલંદાજીની બરોબરી કરે એવી ભલેને હોય–મનુષ્ય પચાસ વરસથી પોથી વાંચતા પુરાણીની પેઠે કોરડુનો કોરડુ જ રહે એ છેક બનવાજોગ છે. પુષ્પની કોમળ પાંખડીના સ્પર્શથી કોઇને રોમાંચ થઇ આવે તો થઈ આવે, અફાટ સમુદ્રના અતલ જલનિધિને કિંવા અનંત નીલાકાશની નીરવ ગભીરતાને જોઇને કોઇનો ક્રોધ અથવા વિષયવાસના શાંત થઇ જાય તો થઈ જાય, હિમગિરિઓનાં શુભ્ર સ્ફટિકવત્ હિમાચ્છાદિત ગગનચુંબી શૃંગોના દર્શનથી કોઈનામાં પવિત્રતા આવી જાય તો આવી જાય, સૂર્યની અપાર મહિમા-મય જ્યોતિથી કોઈનાં જ્ઞાનનેત્ર ઉઘડી જાય તો ઉઘડી જાય, પરંતુ અંગ્રેજી ભાષાનું મહાભાષ્ય, ગમે તો એ બર્ક કે કાર્લાઈલનું ભલેને હોય, કાશીના પંડિતોના કાનને 'રામ બોલો' જ છે! તદ્દત જ પંડિતોની ન્યાય અને વ્યાકરણની બારીકીઓને લગતી પાંડિત્યપૂર્ણ ચર્ચાઓ અને શાસ્ત્રાર્થ સંસ્કૃતજ્ઞાનહીન જનોની દૃષ્ટિએ ખરેખર 'મરઘાઓની લડાઇ' (Cock Fighting) જ છે! જો ત્હમે કહેતા

હો કે વ્યાખ્યાનોદ્વારા, ઉપદેશોદ્વારા, ધર્મચર્ચાદ્વારા અનેક નરનારીઓનાં હૃદયપર જીવનવ્યાપી અસર થઇ છે તો એનો ઉત્તર એ છે કે અસર શબ્દની નથી થતી, અસર તો હમેશાં સદાચરણનીજ થઇ શકે છે. ઉપદેશો તો દરેક ચર્ચમાં, દરેક મંદિરમાં, દરેક મસ્જિદમાં ક્યાં થોડા થાય છે ? પણ એની જીવનવ્યાપી અસર આપણા ઉપર ત્યારે જ થઈ શકે છે જ્યારે ધર્મયુદ્ધનો ઉપદેશક પોતે એકાદ ગાંધી હોય છે; જ્યારે ચર્ચનો પાદરી પંડે ઈશુ હોય છે; જ્યારે મંદિરનો પૂજારી સ્વયં બ્રહ્મર્ષિ હોય છે; જ્યારે મસ્જિદનો મુલ્લાં જાતે પેગમ્બર યા રસૂલ હોય છે.

૫

ઘાટપર બેસી સંધ્યા કરતો બ્રાહ્મણ કોઇ ડૂબતી કન્યાને બચાવવાની ખાતર—એ કન્યા ભલે ગમે તે જાતિની, ગમે તે મનુષ્યની, ગમે તે દેશની

હો—જો પોતાની સંધ્યા પડતી મેલી દોડતો જઈ ગંગામાં ઝંપલાવે,—પછી ભલેને એને બચાવવા જતાં ગમે તો પોતે ડૂબી મરે—તો એ ઉદાર આચરણની મૌનમયી ભાષા કયા દેશમાં, કઇ જાતિમાં અને કયા કાળમાં કોણ નહિ સમજે ? પ્રેમનું આચરણ—ઉદારતાનું આચરણ—દયાનું આચરણ—પશુ શું કે મનુષ્ય શું, આખું સચરાચર જગત્ કશા પરિશ્રમ વિના આપોઆપ સમજે છે. આખી દુનિયાનાં બાળકોની ભાષા આ ભાષ્યહીન ભાષાનો પુરાવો છે. બાળકોના આ શુદ્ધ મૌનનો નાદ અને હાસ્ય જગત્‌ના શિક્ષિત કે અશિક્ષિત સર્વ દેશોમાં સરખાં જ દૃષ્ટિએ પડે છે.

એક વાર એક રાજા જંગલમાં શિકાર કરતો કરતો ભૂલો પડયો. એના સાથીઓ પાછળ રહી ગયા. ઘોડો એનો થાકથી ભૂમિપર ઢળી પડી મરી ગયો. બંદુક હાથમાં જ રહી ગઈ. રાત પડી ગઇ. દેશ બર્ફાની; રસ્તા પહાડી. વરસાદ વરસે છે; રાત અંધારી છે; તોફાન વધતું જાય છે. વચમાં વચમાં તડતડ કરતા કરાના વર્ષાવ ગોળીઓની પેઠે વાગતા

જાય છે. ઠંડો કાળજું કોરી નાંખતો પવન વધુ વધુ સુસવતો જાય છે. કુદરતે અત્યારે આ રાજાને એક અનાથ બાળકથી પણ અધિક અનાથ અને નિરાધાર કરી મૂક્યો ! એટલામાં દૂર એક પહાડની તળેટીમાં ટમટમ થતા દીવાનો ઝાંખો પ્રકાશ દેખાય છે. ઉંચા નીચા પહાડી રસ્તાઓના ચઢાવ ઉતારમાં ગાઉના ગાઉ ભટકી ભટકી થાકીને લોથ થએલો ભૂખ્યો ડાંસ અને શરદીથી અકડાઈ ગએલો રાજા નવી આશાથી ઉત્તેજિત થઈ મહામહેનતે દીપક પર દૃષ્ટિ રાખતો એ સ્થાને આવી પહોંચે છે. એક ગરીબ પહાડી ખેડૂતનું આ ઝૂંપડું છે. એમાં ખેડૂત, એની સ્ત્રી અને તેમનાં બે ત્રણ બાળકો રહે છે. ખેડૂત શિકારીને પોતાના ઝૂંપડામાં લઈ આવે છે. તાપણું કરી એની ટાઢ ઉડાડે છે. એનાં ભીનાં વસ્ત્ર તાપ પર ધરી સૂકવે છે. જવમકાઈના બે રોટલા અને પહાડી પાલાની ભાજી અતિથિના આગળ ધરે છે. પોતે પણ ખાય છે, શિકારીને પણ પ્રેમપૂર્વક ખવડાવે છે. ખાઈ રહ્યા પછી ઊન અને રીંછનાં ચામડાંના રૂવાંદાર નરમ હુંફવાળા

બિછાનાપર થાકેલા શિકારીને સૂવાડે છે; પોતે તાપણાની બીજી બાજુએ ઉઘાડી જમીનપર લાકડાના પાટડાનો કકડો નાંખી સૂઇ રહે છે! ધન્ય છે, રે જંગલવાસી પહાડી મનુષ્ય! તું ઇશ્વરથી શી વાતે ઓછો છે? તું પણ પવિત્ર અને નિષ્કામ રક્ષા કરવામાં રત છે; તું પણ અનાથ–અસહાય–નિરાધાર–નો આધાર છે; તું પણ દુઃખીનો ઉદ્ધારકર્તા છે!

જો ખુદા કો દેખના હો તો મૈં દેખતા હું તુમ કો
મૈં દેખતા હું તુમ કો જો ખુદા કો દેખના હો

## ૬

શિકારી હું તો કહું છું અર્ધો ડઝન રશિયાનો
...ને હોય, અત્યારે તો એક હથેળીપૂર જાડા
અને જંગલી રીંછોનાં રૂંવાંના બિછાના

ઉપર—આગના એક ક્ષુદ્ર તાપણાપર અને સડેલા ઘાસથી છાએલા આઠ ઠેકાણેથી ખળભળી નમી ગએલા ઝૂંપડા ઉપર—એની બધી રાજધાનીઓ ડૂલ થઇ! હવે ગમે તો એ પોતાનું આખું રાજ એ પહાડી ખેડૂતને એના દયાધર્મના બદલા તરીકે આપવા ઇચ્છે તોપણ તે તુચ્છ છે. એ પોતાનું હૃદય આપવા ઇચ્છે તો તે પણ ઓછું છે. એ ઋણ કશાથી ફીટે એમ નથી. હવે આ નિર્ધન નિરક્ષર પહાડી ખેડૂતની દયા અને ઉદારતામય કર્માચરણના મૌન વ્યાખ્યાન તરફ દૃષ્ટિ કરો. શિકારી સમજે કે ન સમજે, પરંતુ રાજાના અંતરના મૌન જીવનમાં તો એ પહાડી અરણ્યવાસીએ દૈવી ઔદાર્યની કલમ રોપી દીધી! શિકારે જતાં અચાનક ભૂલા પડવાથી રાજાને પણ જ્ઞાનનું પરમાણુ જડી શકે છે તો કોણ કહેશે કે શિકારીનું જીવન સર્વથા હેય અને અમંગલ છે? શું જંગલના આવા જીવનમાં આવાં અનેકવિધ મૌન વ્યાખ્યાનોથી મનુષ્યનું જીવન શનૈઃ શનૈઃ એક નૂતન દિવ્યસ્વરૂપ ધારણ નથી કરતું? જેણે શિકારીના જીવનનાં સંકટો અને વાવાઝોડાં

વેઠયાં નથી તે એવા જીવનમાં સુદ્ધાં કેવી મીઠાશથી, કેવી ગભીર રમણીયતાથી, કેવી આશ્ચર્યપૂર્ણ રીતે ચારિત્ર્યનો વિકાસ થાય છે એ શી રીતે સમજે ? યથાર્થ પૂર્ણત્વ ગમે તે હો, તેમાં દ્વંદ્વને ચાહે સ્થાન હો અગર ન હો, પરંતુ વ્યક્તિના જીવનમાં કહો કે જાતીય જીવનમાં કહો–પવિત્રતાની સાથે અપવિત્રતા પણ યથાર્થ ચારિત્ર્યગઠનના કાર્યમાં–એ દિવ્ય અલંકાર ઉપર સૌંદર્યનાં ઝીણાં કુંદન જડવામાં –Finishing touches દેવામાં–અંતે સહાયક જ નીવડે છે. જેસળ જો પાકો લુંટારો ન હોત તો એક ક્ષુદ્ર નદીના તોફાનના મૌન વ્યાખ્યાનની–એક નિરક્ષર સ્ત્રીના ઉપદેશની–એટલી દૃઢ અસર એનાપર કદાપિ થઈ શકત નહિ. નગ્ન નારીને સ્નાન કરતી જોઇને સુરદાસજી પોતાનાં કૃષ્ણાર્પણ કરેલાં હૃદયનેત્રને ફરી એકવાર એ નારીની સુંદરતા નિરખવામાં ન લગાડત–ફરી એકવાર પોતાના અંતરને અપવિત્ર અભિલાષાથી ન અભડાવત–તો સુરસાગરમાં અત્યારે નજરે પડતું પ્રેમનું અમોઘ મૌન આખ્યાન–ચારિત્ર્યનો એ અમૂલ્ય આદર્શ–

ક્યાંથી ઉતરત ? કોણ કહેશે કે જીવનની પવિત્રતા તેમજ અપવિત્રતાના પ્રતિદ્વંદ્વી ભાવદ્વારા સંસારનાં આચરણોમાં એક અદ્‌ભુત પવિત્રતાનો વિકાસ નથી થતો ? મેરી મેગડેલન વેશ્યા ન હોત તો કોણ એને ઈશુની પાસે લઈ જાત અને ઇશુના મૌન વ્યાખ્યાનના પ્રભાવથી એ આજ અમારી પૂજનીયા કયાંથી બનત ? કોણ કહેશે કે ધ્રુવની સાવકી મા પોતાની નિષ્ઠુરતાદ્વારા ધ્રુવને અટલ અને અમર બનાવવામાં ત્હેની સગી માતાના જેટલી જ સહાયક ન થઇ ?

## ૭

**મા**નવજીવન એટલું બધું વિશાળ છે, ચારિત્ર્ય-
ક્ષેત્ર એટલું બધું વિસ્તૃત છે, કે એ
ને યોગ્ય ઘાટ આપવાના કામમાં સર્વ

પ્રકારના ઉચ્ચનીચ તેમજ સારાનઠારા વિચાર તથા સંસ્કાર, જીવનપથની ચડઉતરના છાંયા-તડકા તેમજ ઠેશઠોકરો, વિપત્તિ તેમજ સુખ, અમીરી તેમજ ગરીબી, ઉન્નતિ તેમજ અવનતિ,— બધુંયે સહાય કરી શકે છે. પવિત્ર પવિત્રતા જેટલી બલવતી છે પવિત્ર અપવિત્રતા પણ તેટલી જ બલવતી છે. જે કંઈ જગત્માં થયે જાય છે તે બધું જ કેવળ ચારિત્ર્યના વિકાસને અર્થે થાય છે. જે બાહ્ય પાર્થિવ પદાર્થોમાં થતું જોવામાં આવે છે તે જ અંતરના આધ્યાત્મિક વિકાસના સંબંધમાં બને છે. અંતરાત્માનો ઉન્નતિક્રમ બાહ્ય સૃષ્ટિના પદાર્થોના ઉન્નતિક્રમનું પ્રતિબિંબ માત્ર છે. પાર્થિવ પદાર્થોના વિકાસમાં અનંત પ્રકૃતિનાં પરસ્પરવિરોધી એવાં સમસ્ત દ્રવ્યોને માટે જેમ સ્થાન છે. તેમ જીવનના વિકાસમાં પણ પવિત્રતા તેમજ અપવિત્રતા, પુણ્ય તેમજ પાપ, બન્નેને માટે સ્થાન છે, બન્નેને પ્રયોજન છે. વાલીયા કોળીમાંથી વાલ્મીકિ બનવાને—લુંટારાના અને વ્યાધના ક્રૂર જીવનવાળાને સચરાચર વિશ્વને પોતાના આત્માની જોડે સંલગ્ન

થએલું અનુભવવાને અને એવી આત્મીયતા તેમજ વિશ્વબંધુત્વના અમોઘ સંગીતદ્વારા સમસ્ત સંસારને એકીવારે છાતીસરસો ચાંપનારૂં વિરાટ હૃદય પ્રાપ્ત કરવાને–સીમાહીન વિશ્વપ્રેમના પાવન સૂર્યનો ઉદય થવા દેવાને–જીવનમાં અમંગલ પાપનો બોજો કેટલો ભરવો પડ્યો હશે, પાપની કેવી પરાકાષ્ઠાએ પહોંચવું પડ્યું હશે, એનો ખ્યાલ કોણ કરી શકશે ? "Sometimes it takes the acid of Sin to clear the windows of Soul.' એ કથનમાં પણ ગભીર સત્ય સમાયેલું છે. પાપાચરણ કરતાં કરતાં જ જીવનની અત્યંત ગભીર ઉંડાઈ માપી જઇ એને હેઠ તળીયે રહેલું જીવનતત્ત્વ પામી ગએલા મહાન અસુરો બ્રહ્મચિંતન કરનારા ઋષિઓના પણ પ્હેલાં—ઋષિઓને રાહ જોતા રહેવા દઇ—એક ક્ષણમાં મુક્ત થયા છે ! વેરનો, વિરોધનો, પાપનો માર્ગ પસંદ કરીને–ઈશ્વર-સામું મ્હારવટું બાંધીને–ઈશ્વરસાયુજ્યની 'ટુંકી કેડી' આક્રમનારા અસુરોનાં ચરિત્રો ગાવા પાછળ પુરાણકારોએ પોતાની શક્તિઓ ક્યાં ઓછી ખરચી છે ?

દેવોના પક્ષમાં પુરાણકારોનું ઝનૂન સુપ્રસિદ્ધ છે; છતાં એ પુરાણકારોને સુદ્ધાં દેવોને સરળતાનો દ્વેષ કરનારા, પરોક્ષપ્રિય, મીંઢા, અસત્યાશ્રયી તેમજ વક્રગામી અને અસુરોને સત્યવાદી, નિખાલસ તેમજ આત્મઘાતક ભાસે એટલી હદ સૂધી ઉદારચરિત એવા આળેખવા પડ્યા છે ! કોણ કહેશે કે એ બધાં પુરાણો અને ઇતિહાસો સમગ્ર જીવનતત્ત્વને બાથમાં લઈ પાદાક્રાંત કરવા નિકળેલા સાહસી અસુરોની કીર્તિની એક એક ગાથા નથી ? કોણ કહેશે કે વેરભાવે ઈશ્વરને ભજી આત્મતત્ત્વને આમ વ્હેલા પહોંચવા માગનારા અસુરો માંગલ્યના ખરેખરા વેરી હતા ? અનંતકાળના ફલક ઉપર માનવચારિત્ર્યની સર્વાંગસુંદર દિવ્યમૂર્તિ અંકિત કરવામાં પ્રકૃતિની પીંછીદ્વારા સરવાળે કેટલી આળેખ–ભૂંસ થઈ એની જમા–બાકી કોણ કરી શકશે ? જેને આપણે પવિત્રાત્માઓ કહીએ છીએ તે અશુચિતાના કેટકેટલા ઉંડા કૂપોમાંથી અનેક યત્ને બ્હાર નીકળીને અંતે આજની સ્થિતિએ પહોંચ્યા છે એ કોણ જાણે છે ? જેને આપણે ધર્માત્મા તરીકે ઓળખીએ

છીએ તેઓ અગણિત અધર્મોના કેટકેટલા ઉકરડાઓપર આળોટી આળોટીને અંતે ધર્મજિજ્ઞાસા ઉદ્‌ભવતાં આજે ધર્મજ્ઞાન પ્રાપ્ત કરી શક્યા છે એની ગણત્રી કોણે કરી છે? જેને અમે સભ્ય અને સુધરેલા સમજીએ છીએ અને જેઓ આજે પોતાના જીવનમાં પવિત્રતાને જ પોતાનું સર્વસ્વ ગણતા જોવામાં આવે છે તેઓ ચાર દહાડા પ્હેલાં અશુભ અને અક્ષમ્ય અપવિત્રતાના નરકમાં ડૂબેલા નહોતા એની શી ખાત્રી? અનેક જન્મથી ચાલતા આવેલા સંસ્કારોના ગૂંગળાવી નાંખનારા અંધકારમય કારાગૃહમાંથી છૂટીને ચોખ્ખી હવા અને અબાધિત પ્રકાશના ખુલ્લા પ્રદેશમાં જ્યાં સૂધી મનુષ્યના ચારિત્ર્યને પોતાનાં નેત્ર ઉઘાડવા ન મળે ત્યાં સૂધી ધર્મનાં ગૂઢ તત્ત્વો સમજાય શી રીતે? નેત્રહીનને સૂર્યથી શો લાભ? હૃદયહીનને પ્રેમથી શો લાભ? બ્હેરાને રાગથી શો લાભ? કવિતા, સાહિત્ય, પીર, પેગમ્બર, ગુરુ, આચાર્ય, ઋષિ આદિના ઉપદેશોથી લાભ ઉઠાવવાનું આત્મામાં જ બળ ન હોય ત્યાં એ બધાં શું કરી શકે? જ્યાં સૂધી જીવનનું બીજ

પૃથ્વીનાં મળમૂત્રના ઉકરડામાં દટાએલું છે અથવા જ્યાં સૂધી ખાતરની ગરમીથી એનો અંકુર ફુટી એ કુમળા પાન ઉપર નથી નિકળી આવ્યાં ત્યાં સૂધી અજવાળું અને હવા એને શા કામનાં ?

## ૮

જગતના અનેક સંપ્રદાય અણદેખી અને અજાણી વસ્તુઓનાં વર્ણન કરે છે, પણ મ્હારાં નેત્ર તો હજુ માયાના પટલથી બંધ છે—અને

ધર્માનુભવ થવાને માયાના આવરણમાં એમનું એવું બંધ થવું આવશ્યક પણ છે–તો એ વર્ણનોના અર્થ હું સમજી શકું ક્યાંથી ? જે ભાવ—જે ચારિત્ર્ય—ધર્મપ્રવર્તક ઋષિઓ અને આચાર્યોના હૃદયમાં હતાં, અને જે એમના શબ્દોની અંદર મૌનાવસ્થામાં ભરેલાં છે. તેની જોડે મ્હારો સંબંધ જ્યાં સૂધી મ્હારૂં ચારિત્ર્ય પણ ન્હેમના વહેણમાં વહેવા લાગે નહિ ત્યાં સૂધી બંધાઇ શકે જ શી રીતે ? ઋષિને તો મૌન પદાર્થો પણ ગૂઢ રહસ્યો શીખવી શકે છે; તૂટચા ફૂટચા શબ્દ પણ ઇચ્છિત અર્થ સમજાવી શકે છે:

' વળી દૈવી વાતો ચકલી મૃગલી કે કહી જશે '

એ માત્ર ઋષિને જ, કવિને જ. નજીવીમાં નજીવી વસ્તુ પણ એની દૃષ્ટિમાં એ સર્વવ્યાપી બ્રહ્મની પ્રતીક છે જે ઉત્તમમાં ઉત્તમ પદાર્થમાં વ્યાપી રહ્યું છે. રાજામાં ફકીર છૂપાએલો છે અને ફકીરમાં રાજા. મ્હોટામાં મ્હોટા પંડિતમાં મૂર્ખ છૂપો છે અને મૂર્ખમાં પંડિત. વીરમાં કાયર અને કાયરમાં

વીર સૂતો છે. પાપીમાં મહાત્મા અને મહાત્મામાં પાપી ડૂબેલો છે. જે જીવનને આપણે અત્યંત ધિક્કારવાલાયક સમજીએ છીએ તે જીવનમાં પણ કેટલાક એવા તો રત્નપૂર્ણ અધ્યાય છૂપાએલા છે કે છેક ઉચ્ચ કોટીનો આત્મા સુદ્ધાં એ જીવનને પ્રણમી પોતાની ઉન્નતિમાં સહાય મેળવે.

એ ચારિત્ર્ય જે ધર્મસંપ્રદાયોના અનુચ્ચારિત શબ્દોને સાંભળી શકે છે, અમારામાં કયાં ? જ્યાં એ જ નથી ત્યાં પછી એ બધા સંપ્રદાયો અમારાં સામાજિક તેમજ માનસિક મહાભારતોનાં કુરૂક્ષેત્રો કેમ ન બને ? અંધતા, અપવિત્રતા. દ્વેષ અને અત્યાચાર એ સંપ્રદાયોને નામે અમારાં ખૂન કેમ ન કરે ? कोइ पण धर्मसंप्रदाय चारित्र्यहीन प्रजाने कल्याण-कारी नथी नीवडी शकतो अने चारित्र्यवान मनुष्यने बधा ज धर्मसंप्रदाय कल्याणकारी बनी रहे छे. खरो साधु धर्मने गौरव आणे छे; धर्म कोइने गौरवान्वित नथी करतो.

૯

ચારિત્ર્યનો વિકાસ જીવનનો પરમોદ્દેશ છે. ચારિત્ર્યના વિકાસને માટે–વિકાસનાં સાધનોને માટે—વ્યક્તિના સંબંધમાં શું અગર તો એક પ્રજાના સંબંધમાં શું—અનેક પ્રકારની સામગ્રીઓ જે સંસાર-સંભૂત શારીરિક, પ્રાકૃતિક, માનસિક તેમજ આધ્યાત્મિક જીવનમાં મોજૂદ છે, એ સમગ્રનો વિચાર કરવો આવશ્યક છે. પ્રત્યક્ષ વા પરોક્ષ, એક રીતે કે બીજી રીતે, ચારિત્ર્યનો

વિકાસ કરવામાં સહાય થનારાં બધાં જ કર્મોને ચારિત્ર્યના સંગઠન-કર્તા ધર્મના અંગ માનવાં જોઈએ. કોઇ વ્યક્તિવિશેષ—પછી એ પોતે ગમે તેવડો મહાપુરુષ ભલે હોય—ધર્મનિયામક બનીને એમ ન કહી શકે કે બસ આમ જ કરો, અન્ય કોઇ રીતે નહિ. ચારિત્ર્યની પૂર્ણતા—ચારિત્ર્યની સભ્યતા—નો પ્રદેશ પ્રાપ્ત કરવાને બધાંને માટે તે એક જ રસ્તો બતાવી શકતો નથી. ચારિત્ર્યવાન મહાત્મા પોતે પણ કોઈ બીજાએ બતાવેલી કેડી પકડીને આવ્યો નથી. એણે પોતાની કેડી જાતે શોધી હતી અને એકલાં ખેડી હતી. માટે જ એણે ખેડેલા માર્ગે પોતાને જકડી લઇને અમે પણ અમારા ચારિત્ર્યને આદર્શરૂપ નહિ બનાવી શકીએ. અમારો રસ્તો અમારે અમારા જીવનરૂપી કોદાળીવડે અહર્નિશ શ્રમ કરીને જાતે જ બનાવવાનો છે અને પછી એ બધો પોતાને જ પગે કાપવાનો પણ છે. હરેક જણને પોતાના દેશકાલાનુસાર રામપ્રાપ્તિને અર્થે પોતાની નાવ પોતે બનાવવી પડશે અને પંડે જ ચલાવવી પણ પડશે.

૨૦

**જો** મ્હને ઇશ્વરનું જ્ઞાન થયું નથી તો છો ન થયું. એવા જ્ઞાનનું મ્હને શું પ્રયોજન ? જ્યાં સૂધી હું મ્હારી કોડની ધખતી ભઠ્ઠી સામે ઉભો રહી

શકું છું, મ્હારા ભારે ઘણ ઉઠાવી શકું છું, અને એના સંગીન ઘાથી ઘાટ વિનાના લોઢાના ટુકડાને તીક્ષ્ણ તલવારના રૂપમાં ફેરવી નાંખી શકું છું, ત્યાં સૂધી મ્હને ઈશ્વરનું જ્ઞાન ન થયું હોય તો છો ન થયું. એ જ્ઞાનનું મ્હને પ્રયોજન જ શું છે? જ્યાં સૂધી હું મ્હારી ઉન્નતિ યોગ્ય અને શુદ્ધ માર્ગે કર્યે જાઉં છું, ત્યાં સૂધી મ્હને આધ્યાત્મિક શુચિતાનું ભાન ન હોય તો છો ન રહ્યું. એવા ભાનથી સિદ્ધિ જ શી થવાની હતી? જ્યાં સૂધી કોઇ વહાણના કપ્તાનના હૃદયમાં એટલી વીરતા ભરી છે કે મહાભયાનક સમયમાં પણ એ પોતાનું વહાણ છોડી જવા તૈયાર નથી થતો, ત્યાં સૂધી આપણી દૃષ્ટિમાં એ દારૂડીઓ અને સ્ત્રૈણ હોય તો એ છો એવો રહ્યો. એના દુર્ગુણોને અમારે કરવા છે જ શું? વાવાઝોડું થાઓ, બરફ પડો, વિજળીઓના કડાકા હો, દરિયાઈ તોફાન હો; પળવાર પણ આંખ મીંચાવા ન દેતાં રાતદહાડો વહાણની સલામતીની ખાતર સુકાનપર હાથ રાખી એ સ્વધર્મપાલનમાં મચ્યો રહે છે. બચાવના ઉપાય

ખૂટતાં પોતાના વહાણની સાથે આનંદથી ડૂબી મરે છે, પરંતુ જાતે બચવાનો કંઈ ઉપાય કરતો નથી; તો શું એના ચારિત્ર્યના આ ઉજ્જવલ અંશની મહત્તા આપણા જેવા નવરા ટીકાકારોએ શણગારેલાં દિવાનખાનાંઓમાં ગાદીતકીએ પડ્યાં પડ્યાં કરેલી ટીકાના અર્થહીન શબ્દોના ભાવથી ઓછી કિંમતની છે ?

નથી હું કોઇ ચર્ચમાં જતો કે નથી કોઇ મંદિરમાં જતો; નથી નમાજ પઢતો કે નથી રોજું રાખતો; નથી સંધ્યા કરતો કે નથી કોઇ જાતની દેવપૂજા કરતો; નથી કોઇ આચાર્યનું નામ જાણતો કે નથી કોઈ ધર્મગુરુ આગળ આજસૂધી મ્હેં મ્હારૂં શીશ નમાવ્યુ. રે, એ બધાનું પ્રયોજન જ મ્હારા જીવનમાં કદિ ઉદ્‌ભવ્યું નથી; નથી એથી મ્હારી આજ સૂધી કશી હાનિ થઇ. હું તો મ્હારી ખેતી કરતો રહું છું. મ્હારા હળને અને મ્હારા બળદોને પ્રભાતે ઉઠીને પ્રણામ કરૂં છું. મ્હારૂં જીવન જંગલનાં વૃક્ષો અને પક્ષીઓની સંગતિમાં આનંદથી વીતે છે.

આકાશનાં વાદળાંઓને નિરખી રહેતાં, ખેતરમાં હળ ચલાવતાં કે ઉભા બાજરા લણતાં, મ્હારા ગીરના જીવનના દુહા ગાતાં ગાતાં મ્હારો દિવસ પૂરો થઈ જાય છે. હું કોઇને છેતરતો નથી; કોઇ મ્હને છેતરે તો તેમાં મ્હારી કશી હાનિ નથી. મ્હારા ખેતરમાં અનાજ પાકે છે; મ્હારૂં ઘર અન્નપાણીથી ભર્યુંભાદર્યું છે; પાથરવાને મ્હને એક કાંબળ બસ છે; પ્હેરવાને જાડા વેજાનાં લુગડાં મળી રહે છે: હાથપગ મ્હારા સાજાતાજા છે; શરીર મ્હારૂં નીરોગ છે, ભૂખ ખૂબ લાગે છે; બાજરાના રોટલા ને લીલાં મરચાંનું અથાણું, મોળી જાડી છાશ કે ઘરનાં ગોરસાંનું તાંસળી ભરીને દહીં, તાજું તાજું માખણ અને જોઇએ તેટલું દૂધ મને અને મારાં બાળબચ્ચાંને ખાવાપીવા મળે છે. મારે શાની ખોટ ? મ્હારે શેનું પ્રયોજન ? શું આ ખેડૂતની સાદાઈ અને સચ્ચાઇમાં જેને માટે જુદા જુદા ધર્મસંપ્રદાયો તેમજ સંપ્રદાયપ્રવર્તકો લાંબાચોડા માખણભર્યા ઉપદેશોની દીક્ષા આપવામાં અહોરાત્ર મચ્યા રહે છે એ દૈવી નિર્લેપ જીવનની મીઠાશ અણુઅણુમાં નથી ભરી ?

## ૧૧

**જ્યા**રે સાહિત્ય સંગીત તથા કલાના અતિરેકે રોમને ઘોડાની પીઠપરથી ઉતારી મખમલોના ગાદી તકીઆઓ ઉપર સૂવાડી દીધું, જ્યારે આળસ અને લંપટતાભર્યાં મોજશોખે જંગલ અને પહાડોની સાફ હવાના અસભ્ય અને ઉદ્દંડ જીવન પ્રત્યે રોમન

લોકોના મનમાં અણગમો અને ઘૃણા ઉત્પન્ન કર્યા ત્યારે એ સુંવાળા ગાદીતકીઆઓ ઉપર રોમ જે સૂતું તે એવું તો સૂતું કે આજની ઘડી સુધી નથી પોતે જાગ્યું કે નથી કોઇ એને જગાડી શક્યું ! ઍંગ્લો-સૅક્સન જાતિએ આજ જગત્‌માં જે ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું છે તે ત્હેણે પોતાના સમુદ્ર, જંગલ અને પર્વતના ખડતલ જીવનદ્વારા જ પ્રાપ્ત કર્યું છે. લડવું-ઝૂઝવું, મરવું-મારવું, લુંટવું અને લુંટાવું, શિકાર કરવો અને શિકાર થઈ પડવું, એવું અવિશ્રાંત સંગ્રામમય જીવન જ એમની વર્તમાન ઉન્નતિનું બીજ છે. ધાર્મિકો કહે છે કે "Righteousness exalteth a nation" યાને કેવળ ધર્મજ હરકોઈ જાતિને ઉન્નત કરે છે, એ ઠીક છે; પરંતુ જાતિને ઉન્નત કરનારો એ ધર્માંકુર અત્યારે નજરે પડતા સ્વાર્થી, નીચ, અધમ વેપારીજીવનની દુર્ગંધ વચ્ચે ઉગતો નથી. ઉંચાં ટાવરવાળાં મંદિરો અને ચર્ચોમાં મંદમંદ બળતી લાંબી મીણબત્તીઓની રોશનીથી યુરોપ આજની ઉચ્ચાવસ્થાએ નથી પહોંચ્યું. જે કઠણ કંટકમય જીવન દેશદેશાંતરો ઢુંઢતા ફર્યા વિના તૃપ્તિ

પામતું નથી, જેની અંતર–જ્વાળા અન્ય જાતિઓને જીતવી, લુંટવી, પાદાક્રાંત કરવી અને ત્હેમના પર રાજ્ય કરવું, એ વિના શમતી નથી,–એ વિશાળ જીવન–એ અસભ્ય, અણઘડ, ખડતલ જીવન–જ અથાગ જળ ચીરી, સમુદ્રની વિશાળ છાતીપર પગ દઈ, ઉંચા પર્વતોની હારો રમતમાં ઓળંગી જઇ, યુરોપ-વાસીઓને અત્યારની મહાનતા તરફ લઇ ગયું છે અને હજુ લઇ જાય છે. રૉબીન હુડનાં પ્રશંસાગીત ગાવામાં ઇંગ્લંડના જે કવિઓએ પોતાની બધી શક્તિ વાપરી નાંખી ત્હેમને તત્ત્વદર્શી કહેવા ઘટે છે; કારણ રૉબીન હુડ જેવા ભૌતિક પદાર્થોથીજ નેલ્સન અને વૅલિંગ્ટન જેવા અંગ્રેજ વીરોનાં હાડ બંધાયાં હતાં. આજકાલની સુધરેલી દુનિયાને જંગલી (Barbarous) લાગતી હૉવિત્ઝર તોપો, હવાઇ જહાજો, ડ્રેડનોટો, ક્રુઝરો, બૉંબ અને ટોર્પેડો વગેરે અગણિત યુદ્ધ-સામગ્રીને હજુયે જેવી ને તેવી પથરાતી જોઇને હવે હરકોઇને ખાત્રી થાય એમ છે કે આ બધામાંથી જ અંતે અત્યારની સભ્યતાથી અતિશય ઉચ્ચ એવી એક નૂતન સભ્યતાનો જન્મ થશે.

૧૨

**જો** યુરોપના સમુદ્રોમાં લડાઈનાં જહાજો માખીઓની પેરે ન ખદબદી ઉઠયાં હોત, જો યુરોપનાં ગૃહો અને રાજમહેલો જીવનના ભૌતિક અંગની જ પાછળ રાતદિવસ પડવાને પરિણામે પ્રાપ્ત થયેલા સુવર્ણ અને હીરાના ઢગલાઓથી ન ઉભરાઇ ગયાં હોત, તો ત્યાં આજ ભૌતિક વિદ્યાના જે સાચા વિજ્ઞાનાચાર્યો અને ઋષિઓ પેદા થઈ રહ્યા છે કદિ પણ પેદા થઈ શકત નહિ. પાશ્ચાત્ય દેશોએ જાતમહેનતે કમાઇ ઘેર આણેલા જ્ઞાનથી સમસ્ત સંસારને અવશ્ય લાભ થયો છે. ધન અને તેજ એકત્ર કરવાની ખાતર

યુરોપવાસીઓ આજે અધ્યાત્મદર્શીઓની દૃષ્ટિએ અત્યારના જેટલા હલકા ન બન્યા હોત તો જ્ઞાનની બાહ્યકુરૂપ સભ્યતાની આંતર્વર્તિની આધ્યાત્મિક સભ્યતાનો જે મુકુટ મનુષ્યજાતિને જલદી જ પોતાને મસ્તકે ધારણ કરવા મળવાનાં ચિહ્ન આજે દેખાવા લાગ્યાં છે એના અધિકાંશ શ્રેયનો દાવો યુરોપ કદિયે કરી શકત નહિ. તો પછી માનવજાતિના આ ભાવિ ઉત્કર્ષના—આ ઉજ્જવલ અને અપાર મહિમામય નૂતન સભ્યતાનો જગત્માં જન્મ કરાવવાના મહાકાર્યમાં ભારતવર્ષ અને સમસ્ત એશિયાખંડ પોતાને છાજતો ફાળો આપે તોયે શું ખોટું ? એક તરફ જ્યારે યુરોપના જીવનની એક બાજુ અસભ્ય દેખાય છે; સ્વાર્થ, અધમતા અને કાયરતાથી પરિપૂર્ણ નજરે પડે છે; ત્યારે એ જ જીવનની બીજી બાજુ જ્યાં વિદ્યા અને જ્ઞાનના ઋષિઓનો સૂર્ય પ્રકાશે છે એ એટલી મહાન—એટલી ઉજ્જવલ—છે કે એના આગળ મનુષ્યમાત્ર બહુ થોડા વખતમાં પહેલી બાજુને અવશ્ય ભૂલી જશે.

## ૧૩

ધર્મ તેમજ આધ્યાત્મિક વિદ્યાના રોપાને જોઈતી હવા અને અજવાળું મળીને એ સદાયે ફાલતો, ફુલતો અને ફળતો રહે એવી રસાળ અને આરોગ્યવર્ધક ભૂમિ તૈયાર કરવા સારૂ ઘણા હાથે એકત્ર મળી દરેકે ભિન્ન ભિન્ન ચોકસ કાર્યભાગ ઉંચકી

લઇ, એવા અનેકવિધ પ્રયત્નદ્વારા અનંત અંગ વાળી પ્રકૃતિનાં અનંત પરસ્પરવિરોધી પોષક તત્ત્વોને એક રાશિમાં એકત્ર કરતા રહેવું અને એ રોપાને પોષવો એ બહુ જરૂરનું છે. ધર્મની રક્ષાની ખાતર ક્ષત્રિયોએ સદાસર્વદા કસેલી કમ્મરવાળા યોદ્ધાઓ બન્યા રહેવું એનો અર્થ પણ એ જ છે. આખા મહાસાગરનાં અનંત જળ શોષવી નાંખો ત્યારે રેડિયમ ધાતુનું એક કણ માંડ માંડ મળશે. ચારિત્ર્યનુ રેડિયમ પણ—પછી તે એક વ્યક્તિનું કહો, એક જાતિનું કહો કે એક જગતનુ કહો— સકલ પ્રકૃતિને ખાતર બનાવ્યા વિના, સમસ્ત પ્રકૃતિને રાખ કરી ફૂંકી મૂકયા વિના કદિ પ્રાપ્ત થવું સંભવે ખરૂં? પ્રકૃતિને મિથ્યા કહીને રાખ નથી કરવી; રાખ કરીને મિથ્યા કરવી છે! અનંત સમુદ્રમાં કાચો દોરો નાંખી અમૃત કાઢવાનું છે. તે પણ કેટલું? એક જરીક! સંસારની ખાક કરી જીવનના ધૂળધોયા બની એ ખાક યાવજ્જીવિત ચાળશો ત્યારે ચારિત્ર્યનું એક કનક–કણ જડશે! બેહાં બેહાં થોડું જ મળી જવાનું હતું?

## ૧૪

**જો** કોઈ પ્રાચીન અસભ્ય જાતિની જોડે હિંદુઓનો સંબંધ રહ્યો હોત તો એમના અત્યારના વંશજોમાં પણ અધિક બળવાન શ્રેણીના પુરુષો પેદા થાત. તો એમનામાં પણ ઋષિ, પરાક્રમશાળી, જનરલ અને ધીરવીર પુરુષો પેદા થાત. આજકાલ તો હિંદુઓ બાપદાદાની મોટાઈની બડાશો મારવામાં– ઉપનિષદોના ઋષિઓના પવિત્રતામય પ્રેમભર્યા તપસ્વી જીવનના ગૌરવનાં જ ગાડાં હાંકવામાં— મશગુલ છે! અને દિનપ્રતિદિન અધિકાધિક અધોગતિ

પામતા જાય છે. જો તેઓ એકાદ જંગલી જાતિના વંશજો હોત તો તેમનામાં પણ ઋષિઓ અને બળવાન યોદ્ધાઓ પેદા થાત. ઋષિઓ પાકે એવી અસભ્ય પૃથ્વી બનવી તો સ્હેલી છે, પરંતુ ઋષિઓને પોતાની ઉન્નતિ અબાધિતપણે કર્યે જવાને પોતાની એકાંગી સૃષ્ટિમાં રાખ અને અસભ્ય પૃથ્વી જડવાં અઘરાં છે. અને ઋષિઓ તો કેવળ અનેકાંગ--નાનાવિધ--અનંત પ્રકૃતિ ઉપર જ ખીલે છે. અમારા જેવી સુધારણાની પુષ્પશય્યા ઉપર તો કરમાઈ જાય છે. પ્રાચીન કાળમાં યુરોપની બધી જાતિઓ અસભ્ય હતી એ કબુલ; પણ આજકાલ તો અમે અસભ્ય છીયે ! એમની અસભ્યતા ઉપર ઋષિજીવનની ઉચ્ચ સભ્યતા ખીલી રહી છે અને અમારા ઋષિઓની સભ્યતામય પુષ્પશય્યાપર આ જ અસભ્યતાનો રંગ ચઢેલો છે. સદાય ઋષિઓ પેદા કરતા રહેવું, અર્થાત્ જીવનના ઉત્તુંગ શિખરપર ઋષિજીવનનાં આ ફુલોને સદાકાળ ધારણ કરતા રહેવું એ જ જીવનના નિયમોનું યથાર્થ પરિપાલન છે, એ જ માનવચારિત્ર્યના વિકાસની પૂર્ણતા છે.

૬૫

[illegible]રાગણોપર દૃષ્ટિ રાખી સદાસર્વદા પરલોકનાં
ાં જોતું ભારત હવે કાંઠે–છેક કાંઠે–આવી
. એક જ કદમની અપેક્ષા છે. એક કદમ–

બસ એક જ કદમ–આગળ કે પચ્ચે નીચે! આનું કારણ કેવળ એટલું જ છે કે આજ અનેક સદીઓથી એ એક એવા જ ભ્રમમાં મશગુલ છે, એક એવા જ અતૂટ સ્વપ્નમાં તલ્લીન છે, બસ એમજ સમજતું આવ્યું છે કે રોટલા ખાધા વિના મારાથી જીવી શકાશે! આત્માના કલ્યાણના જેવી ચિરજીવનને લગતી બાબત છોડીને ચાર દહાડાના ક્ષણભંગુર દેહના પાર્થિવ સુખસાધનની પાછળ તે કોણ પડે? જીવનના વ્યવસાયની આ મફત પસંદગીને માટે એને એટલું બધું ગુમાન છે કે આખી દુનિયાની ગતિપ્રગતિ તરફ–આખી દુનિયાની ઉથલપાથલો તરફ–ઉદાસીન રહી એ બસ પોતાના જ તરંગોમાં મસ્ત રહીને આજ અનેક કાળથી કેવળ આ લોક પરલોક વચ્ચેના અંતરના જ હિસાબ કર્યાં કરતું આવ્યું છે! પોતાની સ્વપ્નસૃષ્ટિમાં જ રમતું રહીને માનતું આવ્યું છે કે રોટલા વિના હું જીવી શકું તેમ છું; હવામાં પદ્માસન વાળી શકું તેમ છું; પૃથ્વીથી અદ્ધર આસન ઉઠાવી શકું તેમ છું; યોગસિદ્ધિદ્વારા સૂર્ય અને તારાઓના ગૂઢ ભેદોને

જાણી શકું તેમ છું; સમુદ્રવીચિઓપર સહજ શયન કરી શકું તેમ છું! આવાં ને આવાં સ્વપ્નો એ આજ સુધી દેખતું આવ્યું; પરંતુ હજુ સુધી તો—

> ન ખુદાહી મિલા ન વસાલે સનમ
> ન ઇધર કે રહે ન ઉધર કે રહે!

નથી સંસાર સંબંધી એણે પોતાનું એકે વચન ખરૂં કરી બતાવ્યું, કે નથી એની રામપ્રાપ્તિની દૃષ્ટિ હજુ સત્ય સિદ્ધ થઇ! હજુયે એની ઉંઘ ન ઉડી—જો હજુયે એનાં મનઃસ્વપ્નો ન ટૂટ્યાં—તો બેધડક શંખ ફૂંકી દ્યો. કૂચનો ડંકો બજાવી દ્યો. બેશક કહી દ્યો કે ભારતવાસીઓની આ અસાર સંસારમાંથી કૂચ થઇ ગઇ!

લેખકના કથનનું તાત્પર્ય કેવળ એટલું જ છે કે ચારિત્ર્ય કેવળ મનનાં સ્વપ્નોથી કદિયે નથી ઘડાતું. એનું ઉત્તમાંગ તો જીવનસંગ્રામની કઠણ શિલાઓપર ઘસાઇ ઘસાઇને જ ઘડાય છે. એનાં ફુલ તો જીવનના આદર્શ સૂર્યની ગરમીથી સેવાઇને તેમજ આયુષ્યના અનુભવસાગરના ખારા પાણીથી

વારંવાર ભીનાંસૂકાં થઇને જ પોતાની સ્વાભાવિક લાલી પકડે છે.

હજારો વર્ષથી ધર્મગ્રંથો ખુલ્લા પડયા છે. હજુ સુધી એ ત્હમને કશો ચોકસ લાભ ન કરી શકયા તો પછી પોતાની હઠને વળગી રહી હાથે કરીને શા માટે ડૂબી મરો છો? પોતપોતાની અવસ્થાનો કેમ વિચાર નથી કરતા? પોતપોતાની કોદાળી હાથમાં લઇને કેમ આગળ ચાલવા નથી લાગતા? પાછા ફરીફરીને જોવાથી શો લાભ? હવે તો બાપુ! ખુલ્લા જગત્‌માં ત્હમારા અશ્વમેધ-યજ્ઞનો ઘોડો છોડી મૂકો. ત્હમારામાંના દરેકને પોતપોતાનો અશ્વમેધ માંડવો છે. ચાલો તો ખરા. પોતાની જ એકવાર પરીક્ષા તો કરી જુઓ કે ત્હમારામાં હજુ કેટલું આત્મબળ ભર્યું પડયું છે!

૧૬

યથાર્થ ધર્માચરણની પ્રાપ્તિ જો બાહ્ય
ખરોથી થઈ શકતી હોત તો આજકાલના
.વાસીઓ તો સૂર્યસમાન શુદ્ધ ચારિત્ર્યવાળા
! માળા હાથમાં લેવાથી તો ભાઈ, જપ નથી
જતા; ગંગા ન્હાવાથી તો તપઃસિદ્ધિ નથી
પહાડોપર ચડવાથી જ ખરા પ્રાણાયામ થાય છે.
સાગર તરી જવાની હામ ભીડીને એનાં અપથાગ
વચ્ચે કૂદી પડવાથી જ ખરી નેતી ધોવાય છે.
ત, વર્ષા, વાવાઝોડાં અને સાધારણ જીવનનાં
અપમાન, છાયાતડકા, ગરીબી–મુશ્કેલી સહન
શીખવાથી જ ખરૂં તપ થાય છે. આધ્યાત્મિક
નાં મનઃસ્વપ્નો પણ જ્યારે મનુષ્ય પોતાના
ના ધર્મનું યથાર્થ પાલન કરતો હોય ત્યારે

જ શોભે છે. ખુલ્લા સમુદ્રમાં પોતાના વહાણના તુતકપર બેઠાંબેઠાં જ સમુદ્રની આધ્યાત્મિક શોભાનો ખ્યાલ આવી શકે છે. ભૂખ્યા આગળ આત્માની અવિનશ્વરતા અને પાર્થિવ જગત્‌ની ક્ષણભંગુરતાનાં વ્યાખ્યાન આપવાથી શો લાભ? એ બિચારાની નજરે તો તે વખતે ચંદ્રસૂર્ય સુદ્ધાં ધોળા ઘઉંની બે મોટી રોટલીઓ જેવા જ દેખાશે! અરણ્યની પર્ણકુટિમાં બેઠાબેઠાં જ શરદીગરમી, વર્ષાવાવાઝોડાં, અને બરફની દિવ્ય શોભાનો આનંદ મળી શકે છે. પ્રાકૃતિક સભ્યતા આવ્યા પછી જ માનસિક સભ્યતા આવે છે, અને ટકી પણ ત્યારે જ શકે છે. માનસિક સભ્યતા આવ્યા પછી જ ચારિત્ર્યની સભ્યતાની પ્રાપ્તિ સંભવે છે, અને એ સ્થિર પણ ત્યારે જ રહી શકે છે. જ્યાં સુધી નિર્ધન મનુષ્ય પાપથી પોતાનું પેટ ભરે છે ત્યાં સૂધી ધનવાનનું શુદ્ધાચરણ પૂરેપૂરૂં નિર્દોષ નથી. તદ્વત્ જ જ્યાં લગી અજ્ઞાનીનું આચરણ અશુદ્ધ છે ત્યાં લગી જ્ઞાનીનું આચરણ પૂરેપૂરૂં નિષ્કલંક નથી–ત્યાં સૂધી સંસારમાં ચારિત્ર્યની સભ્યતાનું રાજ્ય નથી.

## ૧૭

ચારિત્ર્યની સભ્યતાનો દેશ જ જુદો છે. ત્યાં નથી શારીરિક ઝગડા, નથી માનસિક કે આધ્યાત્મિક; નથી ત્યાં દ્રોહ, નથી લડાઇટંટા; નથી ત્યાં કોઇ

ઉંચ કે નથી નીચ; નથી ત્યાં કોઇ ધનવાન, નથી નિર્ધન; ત્યાં ન્યાયની ઉપર અન્યાયનું આધિપત્ય નથી; ત્યાં સુખમાં કલંક નથી, પ્રેમમાં વિશ્વાસ-ઘાતકતા નથી, વીરત્વમાં કાયરતા નથી; ત્યાં પ્રકૃતિનું નામ નથી, માયાની મોહજાળ નથી, સાંપ્રદાયિક સંકીર્ણતા નથી. ત્યાં તો કેવળ પ્રેમ અને એકતાનું–અભેદમયતાનું–અખંડ અબાધિત રાજ્ય રહે છે.

જ્યારે ભગવાન બુદ્ધે પોતાને હાથે હાફિજ શીરાઝીનું હૃદય ફેરવીને એને મૌન ચારિત્ર્યનું દર્શન કરાવ્યું તે વખતે ઇરાનમાંના એકેએક બૌદ્ધને નિર્વાણનાં દર્શન થયાં અને તેઓ બધા જ ચારિત્ર્યની સભ્યતાના પ્રદેશમાં પહોંચી ગયા.

જ્યારે મહમ્મદ પેગમ્બરે બ્રાહ્મણને ચીરી અને એના મૌન ચારિત્ર્યને ઉઘાડું કર્યું ત્યારે બધા મુસલમાનો ચકિત થઇ ગયા કે કાફિરમાં મોમિન કેવી રીતે છૂપાયેલો હતો. જ્યારે શિવે પોતાને હાથે ઇશુ ખ્રિસ્તના શબ્દોને દૂર ફેંકી એના

આત્માનાં દર્શન કરાવ્યાં ત્યારે બધા હિંદુઓ
ઇ જઇ એ ન ઓળખી શક્યા કે એ
નગ્ન કરનારો શિવ કયો અને નગ્ન
શિવ કયો હતો ! અરે, અમે તો એક
ાં છૂપાયેલા છીએ-પરસ્પર સંકળાયેલા

પ્રત્યેક વસ્તુને કણકણ અને અણુપરમાણુઓમાં
ા કરીને એના પ્રત્યેક પરમાણુમાં પોતાની
શોધતાં-પોતાના આત્માને જોતાં-શીખવું એ જ
ા ચારિત્ર્યની પ્રાપ્તિ છે. કારણ કે ચારિત્ર્યની
એ એકતાની-અભેદતાની-આત્મીયતાની
પ્રાપ્તિ છે. ફૂલની શય્યા હો કે કાંટાની
હો, નિર્ધન હો કે ધનવાન, રાજા હો કે
રોગી હો કે નીરોગી, હૃદય એટલું વિશાળ
તય છે કે જોઇએ તો સમસ્ત સંસાર એમાં
બિછાનું કરી આનંદથી સૂઇ રહે. જીવન
ના જેવું અસીમ અપાર બની જાય છે.
ટલા પ્રકારનાં રૂપ અને રંગ એમાં કશી

અડચણ વિના પોતપોતાની શોભાપૂર્વક નિર્ભયપણે ખીલે છે:

> आपूर्यमाणमचलप्रतिष्ठं
> समुद्रमापः प्रविशन्ति यद्वत् ।
> तद्वत्कामा यं प्रविशन्ति सर्वे
> स शान्तिमाप्नोति न कामकामी* ॥

ચારિત્ર્યની પ્રાપ્તિથી વિશાળ દૃષ્ટિ પામેલાં પ્રેમ-પરિપ્લુત નેત્રોનું મૌન વ્યાખ્યાન કેવળ આટલું જ હોય છે:

'બધુંય સારું છે; બધુંય શુભ છે.'

* ગીતા ૨—૭૦

૧૮

જ્યારે ચારિત્ર્યની સભ્યતાનું રાજ્ય સંસારમાં
છે ત્યારે પછી નીલ આકાશથી મનુષ્યને
સંભળાવા લાગે છે; નરનારી પુષ્પની પેરે

ખીલી ઉઠે છે; પ્રભાત થઇ જાય છે; પ્રાતઃ-આરતિઓના ડંકા વાગવા લાગે છે; નારદની વીણા આલાપવા મંડી જાય છે; ધ્રુવનો શંખ ગુંજી ઉઠે છે; પ્રલ્હાદનું નૃત્ય થવા લાગે છે; શિવનું ડમરૂ વાગવા માંડે છે અને કનૈયાની બંસીની ધુન મચી રહે છે. જ્યાં એવા પુરુષો વસે છે, જ્યાં એવી જ્યોતિ ફેલાઈ રહી છે એ જ ચારિત્ર્યની સભ્યતાનો સુવર્ણ-પ્રદેશ છે. એ જ દેશ મનુષ્યનો સ્વદેશ છે. જ્યાં સુધી ઘેર ન પહોંચાય ત્યાં સુધી સૂવું ઉચિત નથી. વેદોમાં-બાઈબલમાં-કુરાનમાં-ત્રિપિઠકમાં-એક સ્થાનમાં કે બીજામાં-ક્યાંયે સૂવું ઉચિત નથી, આલસ્ય મૃત્યુ છે. લેખ તો વૃક્ષોનાં ચિત્ર જેવા હોય છે, પ્રત્યક્ષ વૃક્ષ નથી હોતા કે ફળ લાવી આપે. લેખકે આ ચિત્ર એટલા માટે ખેંચ્યું છે કે એ ચિત્રને જોઈ કદાચ કોઇ અસલ વૃક્ષને જઇને જોવાનો યત્ન કરે.

[ સમાપ્ત ]

## हृदय

वीर-सा गंभीर-सा यह है खड़ा
धीर होकर यों अड़ा मैदान में,
देखता हूं मैं जिसे तन-दान में,
जन-दान में, सानन्द जीवन-दान में।

हट रहा है दंभ, आदर, प्यार से,
बढ़ रहा जो आप अपनों के लिये,
डँट रहा है जो प्रहारों के लिये
विश्व की भरपूर मारों के लिये।

देवताओं को यहां पर बलि करो,
दानवों का छोड दो सब दुःख भय,
'कौन है?'— यह है महान मनुष्यता,
और, है संसार का सच्चा 'हृदय'!

क्यों पड़ीं परतंत्रता की बेड़ियां ?
    दासता की हाय! हथकड़ियां पड़ीं;
न्याय के मुख बन्द, फांसी के लिये,-
    कंठ पर जंजीर की लड़ियां पड़ीं ?

दास्यभावों के हलाहल से हरे !
    मर रहा प्यारा हमारा देश क्यों ?
यह पिशाची उच्च-शिक्षा-सर्पिणी
    कर रही वर वीरता निःशेष क्यों ?

वह सुनो आकाशवाणी हो रही,
        "नाश पाता जायगा तबतक विजय"
वीर?-'ना,' धार्मिक ?-'नहीं,' सत्कवि ?-'नहीं'—
        "देश" में पैदा न हो जबतक-'हृदय'! २

देश में बलवान भी भरपूर हैं,
    और पुस्तक-कीट भी थोड़े नहीं,
हैं यहां धार्मिक ढले टकसाल के,
    पर किसी ने भी हृदय जोड़े नहीं,

ठोकरें खाती मनों की शक्तियां
    राम-मूर्ति बने खुशामद कर रहे

पूजते हैं—देवता द्रवते नहीं;
दीन दब्बू बन करोड़ों मर रहे !

'हे हरे! रक्षा करो'-यह मत कहो,
चाहते हो इस दशा पर जो विजय,
तो उठो, ढूंढो, छिपा होगा कहीं,—
राष्ट्र का बलि, देश का ऊंचा—'हृदय' ३

फूल से कोमल, छबीला रत्न से
वज्र से दृढ, शुचि सुगंधी यज्ञ से,
अग्नि से जाज्वल्य, हिम से शीत भी
सूर्य से देदीप्यमान मनोज्ञ से,

वायु से पतला, पहाड़ों से बड़ा,
भूमि से बढ़कर क्षमा की मूर्ति है,
कर्म का अवतार-रूप शरीर जो,
श्वास क्या ? संसार की वह स्फूर्ति है:

मन महोदधि है, वचन पीयूष हैं,
परम निर्दय है बड़ा भारी सदय,
कौन है ? है देश का जीवन यही,
और है वह, जो कहाता है 'हृदय'! ४

सृष्टि पर अति कष्ट जब होते रहे,
विश्व में फैलीं भयानक भ्रान्तियां,
दंड अत्याचार बढते ही गये,
कट गये लाखों मिटीं विश्रान्तियां,

गाद्दियां टूटीं, असुर मारे गये,—
किस तरह ?-होकर करोडों क्रान्तियां,
तब कहीं है पा सकीं माता मही,
मृदुल जीवन में मनोहर शान्तियां;

बज उठीं संसार भर की तालियां,
गालियां पलटीं, हुई ध्वनि 'जयति जय'!
पर हुआ यह कब? जहां दीखा अहो!
विश्व का प्यारा कहीं कोई 'हृदय'* ५

* 'एक भारतीय आत्मा' लिखित

Printed by Venilal Chhaganlal Booch at Navjivan Printing Press, Ahmedabad; and Published by Tuljashankar Gaurishankar Yagnik at 1028 Sadashiv Peth Poona City.